# જમાનાનો ચિતાર

અથવા

# કળીની કરામત.

## ઈશાનની હોશીયારી અને કલજુગનો કાકો.

છપાવી પ્રસિદ્ધ કર્તા.
શા. ચુનીલાલ મગનલાલ બુકશેલર્સ
ઠે: ઝાં શીમડાચોક—સુરત.
મનહર એજન્ટ અને મનહર પુસ્તકાલય

સુધારેલી અવૃતિ ૧ લી પ્રત ૩૦૦૦

સુરત. જુની મુંબઇ બેન્કવાળા મકાનમાં આવેલા
'દેશી મિત્ર' એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં
મનલાલ કીકાભાઇએ છાપી.

કીમત બે પૈસા.

લગભગ વિસ વર્ષથી પ્રસીદ્ધીમાં આવેલી તાત્કા

ફાયદો કરનાર.

# મદન કાંન્તા ગુટીકા.

## કીમ્મત ૫૦ ગોળીની શીશાના રૂ૧) એક.

આ ગોળી વિર્યની વૃદ્ધિ કરી શરીરને બળવાન અને પુ નાવી કોઇપણ કારણથી જતી ધાતુને અટકાવી ચેહેરાને ખુબસુર બનાવે છે. તેમજ નઠારી ટેવથી ગુમાવેલું પુરૂષત્વ પાછું લાવી શ રની નબળાઇને દુર કરી હાથ, પગ. કમ્મર, વિગેરેના દુખાવાને રત અટકાવે છે. અને ખોરાકને પાચન કરી. ભુખ લગાડી, ગ્નાનત તુને જાગ્રત કરી, સ્મરણશકતીને ખીલવે છે એટલુંજ નહિં પણ આ ગોળી પેટનો દુઃખાવો, ચુંક, આફરો, વાયુ વિગેરેને તુરત અટકાવી શરીરને હમેશા નિરોગી અને હૃષ્ટ પુષ્ટ બનાવે છે. માટે વાપરો અને ખાત્રી કરો.

મળવાનું ઠેકાણું.

**વૈદ્ય ધીરજરામ દલપતરામ**

દવાખાનુ રૂવાળાને ટેકરે—સુરત.

---

## હમેશાં કયું રોજીંદું ન્યુશ પેપર દરેક કુટુંબોમાં વંચાય છે?

# સાંજ વર્તમાન

ઘેર બેઠાં હમારાં તરફથી પહોંચતું કરવામાં આવે છે

નામ નોંધાવવાનું તેમજ મળવાનુ ઠેકાણું

નિલગીરી ચાહના

મર૦

# જમાનાનો ચિતાર

અથવા

# કળીની કરામત.

## ફેશનની હુશીયારી અને કલજુગનો કાકો.

રાગ—સૈદા તારો ખુબ છે દહાડોરે....

જમાનો તો બદલાયોરે, હળાહળ કલજુગ તો આવ્યો—એ ટેક.
ઝેર ને વેર વધ્યાં વસુધામાં વ્યસન વધ્યા વિધ વિધ. (૨)
ગાંજો અફીણ ને વાઇનની બોટલ, હોટલમાં જઇ પીધ;
ગાંઠથી અર્થ ગુમાવ્યોરે. (૨)— જમાનો
ઉંચ હતા તે નિચ બન્યા કાંઇ, નીચ તે ઊંચ મનાય; (૨
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય;
યો. (૨)—

જે પ્રેમદા પડદે રે નારી, તે ધરી બેઠી પોશાક (૨)
મીસ્ટરનો ડર જાણી જાજરે, માણી રહિ છે ત્યાગ
અરે આડો આંકજ આવ્યોરે. (૨)— જમનો. ૩.
નિતી રીતી સૌ નેવસે મુકી, ઉર અનીતી ચાહાવ (૨)
ફેશન બાઇને ફંદે ફસાયા રંકને મોટા રાય
તોરા જઇ તોપ છવાયોરે. (૨)— જમાનો. ૪
જે નૃપ ને ગૃહ ચાંદી સોનાનાં, પાત્રતણો નહિપાર (૨)
તે રાજ મંદીરમાં જઇ જોતાં, દેખાય ઠારો ઠાર
ચોખંડનો ભાઠ ભરાયોરે (૨)— જમાનો. ૫
મુદલ ચેન પડે નહિ ચાહ વિણ, ચાહે વાજ્યો દાટ...(૨)
રાયથી માંડીને રંક કહાવે, સૌને થયો સનેપાત
વિલાતીનો વાયુ તો વાયોરે. (૨)— જમાનો. ૬
સેન્ટ લવંડર સેંપમાં મોહયા, મોટરથી મશગુલ (૨)
બાઇશીકલને ભાઇ વર્યા છે. આપી મો માંગ્યા મુલ.
ગળે કોલર નેકટાઇ, લગાયોરે. (૨)— જમાનો. ૭
દાતણ બાવળનાં બદલાયાં, બ્રશથી મોહયું મન (૨)
મંજન અંજનથી થઇ રંજન, ધુળમાં નાખે ધન
ગણ્યો ના જાય ગણાયોરે. (૨)— જમાનો. ૮
ચાંદી સોનાનો પારજ આવ્યો, ઇમીટેશન ઠેરઠેર (૨)
જ્યાં નીરખો ત્યાં ખાલી ભભકો, બીલોર ઘેરઘેર
નાગો ઠાઠ મચાયોરે (૨)— જમાનો. ૯
વહવાનો વેશજ બેશના લાગે, વધ્યુ ફેશનથી વ્હાલ (૨)
પાટલુન પહાવી, બન્યા ફોકડીયા લાલ
..ય નહિ કો જાતનો જાયોરે (૨)— જમાનો. ૧૦

સ્ટોકીંગ કોલર કોટ ને જાકીટ, જોઇએ વિલાયતી સ્ટીક (૨)
છતી આંખે ચશ્મા છે ચોંટયા, હાથે ખાંડી ઠીક
ચીરૂટનો છે હડકાયોરે (૨)— જમાનો. ૧૧
શીશ ઉપરથી ગઇ શીખા સરકી, આવી વળગી બેલાટ (૨)
વાંકી વળી વળી તે સુચવે છે વીદ્વતામાં ઉઠી વાટ;
જાતીની લાજ ન લેશ લાવ્યોરે (૨)— જમાનો. ૧૨
ભણી ગણીને સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી ઉર (૨)
પોષ્ટ પોલીસ ને રેલવે માંહિ ભરાઇ ગયા ભરપુર
જાતીનો હાવજ ફાલ્યોરે (૨)— જમાનો. ૧૩
ચીની ચેલાણું પ્યાલાં રકાબી, ફાનસ ફકકડ લીધ (૨)
ફુટી જોતાં ફુટી બદામ ના ઉપજી, ફેકટ ફેંકી દીધ
છતી આંખે ન દેખાયોરે (૨)— જમાનો. ૧૪
વાજા વિવિધ પ્રકારના લાવી, સુકયું મજાવી મકાન (૨)
ભંગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહી ભાન
પૈસાપર પાણી ફીરાયોરે (૨)— જમાનો. ૧૫
ઓરંડીયું તો અદૃશ્ય થયુ ને, ગંધાતું ગ્યાસલેટ (૨)
બેહદ આવી ભરાયું ઘરોઘર, પાકી ઉઠયું જ્યાં પેટ
પાટો કયાં જાય બંધાયોરે— (૨) જમાનો ૧૬
ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોષાય (૨)
કંઇ કલાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય
એ તે વર કે ઘર જાયોરે— (૨) જમાનો. ૧૭
છાયલ છીદડી ગયાં છુપાઇ, સુવનથી સુલતાન:
ચુડી મટી આતુરામાં વધ્યું છે
કાને એડી

બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય; (૨)
અંગ તમામ દેખાઇજ આવે, મુગ્ધ જોઇ શરમાય.
ગુણીકાનો વેશ બનાવ્યોરે— (૨) જમાનો. ૧૯
રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બેઠી પર પ્યાર; (૨)
જાર રમે ગમે ના ઘરનો ધણી; ઝાઝો વધ્યો વ્યભીચાર,
પતિવ્રતનો પાર આવ્યોરે— (૨) જમાનો. ૨૦
પાન ખાઇ પીચકારી મારે; રાખે મુંખડું લાલ; (૨)
બારીએ બેઠી નારી એ બોલે, બોલ મુખેથી બે તાલ;
મલાજો છેક મુકાયોરે (૨) જમાનો ૨૧
પાખંડીને પુરા પ્રેમથી પુજે, સાધુને ચિન્ત ન ચાં'ય (૨)
ધર્મીને ધામે ધાડજ આવે, પાપી પનોતા થાય;
દૃષ્ટિએ ન જાય દેખાયોરે— (૨) જમાનો. ૨૨
શે'રમાં હોટલ ગામડે હોટલ, હોટલ હોટલ હાય; (૨)
વર્ણ અઢારે આવી ભરાઇ, ચા અને બીસકુટ ખાય,
અભક્ષા ભક્ષ ઉડાયોરે— (૨) જમાનો. ૨૩
વિપ્રો તો વળી છેકજ વંઠયા; મુઠી માગી ખાય; (૨)
હાય હવે કોણ આ દેશ આપે; કાયાનું કલ્યાણ થાય;
પાયો મુળમાથી ખવાયોરે— (૨) જમાનો. ૨૪
વાળ પરાયા થાય ભલે પણ, લે અશમાન મકાન; (૨)
પાળક બાળકનો થઇ પોતે; ઘાલી એવું ધમસાન;
દેવામાં હાય ડુબાવ્યોરે— (૨) જમાનો. ૨૫
ગશ ન ગમે દૃષ્ટિએ, તિરથ પ્રત્યે વેર; (૨)
ઓધાવે, લાયક લંડન શે'ર
જમાનો. ૨૬

બાયક ઉમરની લલના કદી. વૈધવ્યતાને પાય; (૨)
પુનર્લગ્ન કરાવ્યા તેનું, શાસ્ત્રની મુકી માઝાય;
પત્રે ઢંઢેરા પીટાવ્યોરે— (૨) જમાનો. ૨૭
પાખંડ પ્રપંચ વૃધ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર; (૨)
સત્ય સરી પાતાળે પેઠું, જામી ગયો છે જુગાર;
હરી શું દૈવને ભાવ્યોરે— (૨) જમાનો. ૨૮
બેસી ગયાં ડાચાં બુઢીયાનાં, શ્વેત થયાં શીર કેશ; (૨)
તોય રહયો વળગી વ્યભીચારે. મુખ પર ચોપડી મેંશ;
કામી કામથી ન ધરાયોરે— (૨) જમાનો. ૨૯
કર્જે નાણું કાઢવા જાતાં, પુત્ર બને છે આપ; (૨)
દેવા પડે જ્યારે દામજ ત્યારે, બની બેશે છે બાપ;
જુંડે બારબોજ સુમાવ્યોરે— (૨) જમાનો. ૩૦
ચોર હતા તે શાહ બન્યાને, શાહ બિચારા ચોર; (૨)
વારજ તેની ધાડજ આવી, કયાં કરવો જઇ સોર;
ખરે ખેતને બીજ ખાયોરે— (૨) જમાનો. ૩૧
જાવે તો વળી બે સ્ત્રી રાખી, ચેલે રાખી ચાર; (૨)
ખાખી તો ખોળતાજ ફરે છે, ચોળી મહૂતની છાર.
ભંગોટે ભેખ લજાવ્યોરે— (૨) જમાનો. ૩૨
કોઇ જમાતુ લઇ રખડે છે, રાખી રાજેશ્વરી ઠાઠ; (૨)
સિદ્ધ ને સાધક બેય બનીને, વાળ્યો ગામેગામ દાટ;
મલીદા માલ ઉડાવ્યોરે— (૨) જમાનો. ૩૩
પાળી પોષી મોટા કીધા પુત્રો, ઝાઝાં લડાવી લાડ: (૨)
જુદાપણું લાકડી લઇ ઉઠે, ભાગે પિતાના હાડ,
વળ્યો નવ જાય વળાવ્યોરે— (૨)

ઘટી ગયો કસ ભુગોળમાંથી, ઘટ્યો સંબંધીનો સ્નેહ; (૨)
સ્વાદ ઘટ્યો ધરતમાંથી ખરેખર, ઉતરે આછા મેહ;
દગાથી દોસ્ત મરાયોરે— (૨) જમાનો. ૩૫
પુરૂષમાંથી ઘટ્યું પુરૂષાતન, જામ્યું ત્રિયાનું રાજ; (૨)
બાઘ બીલાડીને બાઇજ ઉંદર, એવું બન્યું છે આજ;
બુરો બાળલગ્ન ભરાયોરે (૨) જમાનો. ૩૬
નાટક સરકસ ને જાદુના, ખેલ વધ્યા વિધ વિધ; (૨)
ચિન્તહરી વસુધાપરથી હા,—સૌને ભીખારી કીધ;
ખરો કુછંદ લગાડયોરે— (૨) જમાનો. ૩૭
ભારત ભાગવત કે રામાયણ, રૂડી રીતે વંચાય; (૨)
ત્યાં જઇ સાંભળતાં ઉંઘ આવે, ગામ ગપાટા માંય;
સારી રાત જાય જમાયોરે— (૨) જમાનો. ૩૮
પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાંતરે જાય; (૨)
પણ ભજીયાં ભૈયાની દુકાનેથી, ખાંતે લઇને ખાય;
અનાચાર આવી ભરાયોરે— (૨) જમાનો ૩૯
કે'તાં આ રસના પડે તુટી, આવ્યો આડો આંક; (૨)
કેલી કરે કાકી બતરીજો, ટાંકું અક્કલ ન ટાંક;
પ્રભુ જાણે કયાં છુપાયોરે— (૨) જમાનો. ૪૦
રેણુ જા ફૂલ્યા સતયુગે, ત્રેતામાં સિતાય; (૨)
દ્વારપરમાં થઇ દ્રુપદ સુતા, આજ ઘરોઘર હાય;
દેખું દગથી કેસાઓરે— (૨) જમાનો. ૪૧
ગુજરાત વિષેજ હતી હા. લક્ષ્મીની લીલાલેર (૨)
ભટક છે ભિખારીનાં ટોળાં. આવીને ઘેર ઘેર;
અંગ દેખાયોરે— (૨) જમાનો. ૪૨

પૈસાદાર ને પ્રેમથી પુંજે, પંડિત ના પુજાય; (૨)
હોય ભલે પછી તે બ્રહ્મવેત્તા. એવો અરે અન્યાય;
કળીમાં ન જાય કળાયોરે— (૨) જમાનો. ૪૩
નારી ગઇ સ્વધામ સીધાવી, સંપત્તિ પામી નાશ (૨)
કે વરણાધમ મુંડ મુંડાવી, બેસે બધ સન્યાસ;
ભુદેવને પાય પડાવ્યોરે— (૨) જમાનો. ૪૪
માત પિતા થઇ પાળક પોતે, બાળકને દઇ બોધ; (૨)
પેટ નિમિતે પાપ કરાવે, રે કરી કારમો ક્રોધ;
કં શું ન જાય કથાયોરે— (૨) જમાનો. ૪૫
આચારનો નથી અંશજ જેમાં, જાણુ ન વેદનો ભેદ; (૨)
આજ તેની ગણના જ્ઞાનીમાં, અંતર પામુ ખેદ;
સાધુ શઠ માંય ગણાયોરે— (૨) જમાનો. ૪૬
પાંખડી દંભી જતી બેઠા, સાચા સંત મહંત;
તેમણે તો રખા પંચક કીધું, કાઢીને કલ્પીત પંથ;
સારા જગને ભરમાવ્યોરે— (૨) જમાનો. ૪૭
આજ ગુરૂ એવા અવલોકું, શકે સમાવી ન શોક; (૨)
પણ શ્રુતી ધન શિષ્યનું ખાતાં. પાકી મુકાવી પોક;
વૃથા ગુરૂ નામ ધરાવ્યોરે— (૨) જમાનો. ૪૮
આંધે ગુરૂ ને શિષ્ય બહેરો, એવું બન્યું છે આજ; (૨)
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ;
દેખી મમ દિલ દુખાયોરે (૨) જમાનો. ૪૯
સૌ થકી ઉત્તમ દ્વીજ કહાવે, પણ કોડીના માટ; (૨)
મોહ તેણું તાળે થય તેઓ, ઘડતા અવડીત ઘાટ;
દેખી ના (૨)

ક્રોધ તણા દ્રગમાં નવ દેખું અંશ દયાનો લગાર. (૨)
જ્યાં ને ત્યાં નજરે હું નીહાળું, તામસનો ભંડાર;
અરે કંઇ આવી ભરાયોરે— (૨) જમાનો. ૫૧
કૃષ્ણ કૃપાએ હાલ કપોમાં, પાકે પાક અપાર; (૨)
તો પણ લોકની દાનત બુરી, ના સુધરીજ લગાર;
ભલો ભુંડો કો ન જણાયોરે— (૨) જમાનો. ૫૨
ભાગ્ય ભલાં કે ભારતમાંહી, પાકે અફીણ કપાસ (૨)
ત્રીજી તમાકુએ રંગ રાખ્યો, નહિ તો થાત નિરાશ;
તથાપી ના સમજાયોરે— (૨) જમાનો. ૫૨
ચેતો ચેતો ચિન્તમાં નર નારી, બાજી હજી છે હાથ; (૨)
બાજી બગડેલી સુધારો, હીમતથી ભીડી બાથ
કરો ઉન્નતિના ઉપાયોરે— (૨) જમાનો. ૫૩
શુંય કથું કથવાનું ઘણું છે. કે'તાં નાવે પાર; (૨)
સારદ માનતી સાંચ થકી આ, ટુંકામાં ટાંકયો સાર;
લેજો સમજી બેન બાયોરે— (૨) જમાનો. ૫૪

સમાપ્ત.